૨૯૪૦

# સુરસેન ચંદનકુમારી દુઃખદર્શક ત્રી અંકી નાટક.

આવૃત્તી બીજી

**જુગારથી થતા ગેરફાયદા વિષે.**

બનાવી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**શા૦ મોહનલાલ જેઠાભાઈ**

તથા

**ડાહ્યાભાઇ કેસરીસંઘ.**

**અમદાવાદ.**

"ગુજરાત ગેઝેટ પ્રેસ"માં

પંડયા. છગનલાલ ગીરધરલાલે છાપ્યું.

ઠેકાણું માણેકચોક આગળ સાંકડીશેરીમાં પરીખ. નથુરામ શાયકરણના ડેલામાં.

સંવત ૧૯૪૩ સને ૧૮૮૭

કીંમત રૂ૦—૨—૦

કર્તાએ સર્વે હક્ક સ્વાધિન રાખ્યાછે.



આ પુસ્તકનો હક્ક સને ૧૮૬૭ના ૨૫
મા આક્ટ પ્રમાણે પ્રસિદ્ધ કતા
એ સ્વાધીન રાખ્યો છે.

# પ્રસ્તાવના.

આપણા દેશમાં જુગાર ખેલવાથી નીપજતાં અન ર્થો કોઈથી અજાણ્યા નથી. જુગાર ખેલવાનો કુછંદ જે માણસને લાગે છે, તે માણસ ચોરી, છીનાળી અને એ વાજ બીજા દુરગુણોથી બાતલ હોતા નથી, અને જુગા રીઓને હાથ રહી ખુનરેજીમાં પણ દાખલા થોડા બન તા નથી.

આ રીતે જુગાર બધી રીતે દુનીયાંને હાની કારક છે, અને તે જુગારના કુછંદમાં પડતાં બીજાઓ અટકે એ ટલા સારૂ આ શુરશેન ચંદનકુમારી દુ:ખદર્શક નાટક રૂપ મો નીચે સહી કરનાર તરફથી લોકના ભલાને સારું છપા વી બહાર પાડવામાં આવેલું છે; આશા છે કે, અમારા પ્ર થમ પ્રયાશમાં કાંઈ ભુલ ચુક હશે તો તે દર ગુજર કર- શે, શા જેશંગભાઇ મોતીલાલે આ બુકમાં સારી મદદ કી ધીછે તેથી તેમનો આભાર માનીએ છીએ.

શા૦ મોહનલાલ જેઠાભાઇ.

શા૦ ડાહ્યાભાઇ કેશરીસંગ

૨૬૭૦

# સૂરસેન ચંદનકુમારી દુઃખદર્શક નાટક.

## પ્રભુ પ્રાર્થના.

### લલિત.

જગપતિ પ્રભુ પાય લાગિયે,
વીનયથી વિભુ સ્હાય માગિયે;
જન ખુવાર કૈ જુગટે થયા,
વન વીશે વળી પાન્ડવો વહ્યા;
વણ ગતી અમો બાળ તાહરા.
મદદ માગીયે રે પ્રભુ વરા;
જન જુગારથી કૈ ગયા મરી;
ખચીત ઠામ કો ના રહ્યા ઠરી,
વીગત વાંચી આ નાટકે જુઓ.
ખચીત ખાંતથી ખેલને ખુઓ.
વીનવી શુ કહી ! ફરી ! ફરી !
દુરમતી હરોરો ! હરી ! હરી !
ચંદન શુર બૈ શંકરો સહ્યાં;

વરણવી વધુ નાટકે કહ્યાં;
પ્રણમી બાળ સૌ જાચીયે પ્રભુ,
જશ કરો વધું વીશ્વના વીભુ.

## અંક ૧ લો.

### નાટક પાત્રો.

રાજા શુરસેન.........શુર્યકાન્ત નગરીનો રાજા.
ચંદનકુમારી...........તેની રાણી.
વજ્રસેન..............શુર્યકાન્તનો પ્રધાન.
ચોપદાર...............છડીદાર.
ઠગો..................દીલ્લીના જુગારીઓ.
દરબારી..............એંજ કચેરીના માણસો સીપા-
ઇ વીગેરે.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ રાજ કચેરી.

ચોપદાર—નજર રાખીયો મહેરબાન છત્રપતી પ્રજા પાળ શુરસેન મહારાજને ઘણી ખમા આ—આ. (નકી પોકારે છે.)

શુરસેન—( રાજ્યાસને બીરાજતાં ) પ્રધાનજી!

વજ્રસેન—આજ્ઞા માહારાજ.

શુરસેન—જુગાર ખેલવામાં મારા જેવો એક પણ રાજા આજે કુશળ છે શુ?

વજ્રસેન—નહીં માહારાજ.

શુરસેન—જુઓ કે વૈતાળ નગરીના પ્રતાપસીંગ રાજાને જુગાર રમતા જીતીને તેનું રાજપાટ તમામ આપણે સ્વાધીન લીધું છે.

વજ્રસેન—

## ગીતિ.

મેળવ્યું જુગારથી જો, તમામ પૃથ્વી તણું રાજ;
જળ ઝાંઝવાનું જેવું, તેવું સૌએ ગણો મહારાજ.

જુગારથી મોટાં મોટાં રાજ્યો બરબાર થયાં છે તો આપણ કોણ માત્ર?! માટે મારૂં માનો તો જુગાર ખેલવાનું છોડી દ્યો.

(પડદામાંથી અવાજ થાય છે.)

### ગાયન.

ઠગો—મેરા [illegible], મેરા કાજીસાહેબ. એ રાગ.

અરે! સુરસેન [illegible] ય હીરા માણેક આહીં લાયે;
સબ દેશમેં [illegible] નાહી લેને વાલે;
જબ આપ[illegible] પાસ આવે. અરે!
સબ રાજાને મેં જોયા પણ આબરૂમાં એ ખોટા;
ઓબ દુનીયામાં ઐસા સુણ્યા સુરશેન રાજા મોટા. અરે!

સબ દુનીયામાં આપ તણી તો કીર્તી ચાલે લાંબી;
હમને રાજા તુમે આહી કરો બહુ તો રાજી. અરે!

સીપાઇ—ખુદાવીંદ કોઈ મુસાફર બહાર ખડેહે શો રાજ કચેરીમેં આનેકુ મંગતાહે. તો કૈસા હુકમ.

સુરસેન—ઉસ્કુ અંદર આનેદો (ઠગો આવ્યા) કે

સુરસેન—

**ગાયન.**

અરે લાલદેવ ઇશ તરફ જલ્દી આવ. એ રાગ.

અરે માણસો કેમ આવ્યા છો અહીં,
તે વાત જલદી કહો મારા ભાઇ;
તમે ઈહાં કયા બેચને લાયેહો,
તે વાત તો મુજને તમે કહો.

ઠગો—અરે રાજા તુમ તો સુણો મેરી બાત;
અમો બેચને હીરા લાવ્યા છીએ સાત.

શુરશેન—કીસ સરતસેં એ સબ માલ તુંમ ખલાસ કરનેકું મંગતા હો શો બતલા દ્યો.

ઠગો—દાવ માંડકે જુગાર ખેલનેકા હમેરા ઇરાદા હે. મરજી હોય શો આ જાઓ અમને જીતે સો સબમાલ લે જાવે.

સુરશેન—જોઇતું હતું અને વૈદે કીધું નીહાલજ થયા તો. પાનને ચુનો લગાવે એટલામાં હું એ સૌ ઠગોને જીતી તેનો તમામ માલ પડાવી લઉ છું.

(સર્વ કચેરી ઉભી થઈ રાજાને અરજ કરે છે)

## ગાયન

મહારાજ માફ કીજીએ ઓઈ આપકા કામહે એ રાગ.

મહારાજ મત ખેલીયે ખરાબી ખ્યાલ હે,
ખરાબી ખ્યાલ હે ઓઇ મરનેકા હાલ હે;
જુગારસેં તો સબી રાજપાટ હારીયે,
રાજ હારીયે તો પીછે દૂખ પાંમીયે; મહા॰
જુગારસેંતો પાન્ડવે વનવાસ તો લીયે,
અપને રાજા ખેલીયે તો રાજ હારીયે; મહા॰
ગરીબ રૈયતની અરજ ધ્યાન ઉતારીએ,
પ્રજા તણું તો કહેવું રાજા સત્ય માનીયે; મહા॰

વજ્રસેન—અરે! આ રાજાની વૃતી ફરી છે, "વીનાશ કાળે વીપરીત બુદ્ધી" આજ જ્યાં ખરાબજ થવા બેઠું છે ત્યાં પછી બીજો શો ઉપાય! લાચાર.

[જુગારમાં રાજા રાજપાટ હારવાથી અફસોસ કરેછે)

## ગાયન.

રાગ સીતાજીના મહીનાનો.

**અરે! આજ તો મુજ તણા પાસા તો આવળા કેમ પડયા;
નક્કી જાણું થયો કાંઇ કોપ કે રાજ હારી ગયા,
હવે કરવો કાંઇ ઉપાય નહીં તો મરી ગયા;
મારી પાશે હતા એ હાર તે રાણી પાશે રહ્યા,
માટે જાઉ હું રાણીની પાસ તો હારે નીકળે;
પણ તેને થાએ બહુ દુખ તેતો જોવું પડે,**

જો દુઃખ ને સુખ અત્યારે જોવા હું રહું;
બો રાજ હાથથી જાય પછી હું તો શું કરૂં,
હવે સુજે નહીં ઉપાય કે વીખ ખાઇને મરૂં;
નીશ્ચે થવાનું હોય તે થાય રાણીની પાશે જઊં,



## પ્રવેશ ૨ જો.

### સ્થળ રાણીનો મહેલ.

શુરશેન—અરે! મારી પ્યારી પ્રેમદા તારો પેલો અમુલ્ય રત્નનો હાર છે તે મને આપ;
ચંદનકુમારી—કેમ મહારાજ એ હારનું આજ શું કામ પડયું છે?

શુરશેન—પ્યારી હું દીલ્હીના ઠગો જોડે જુગારૂ ખેલતાં રાજપાટ તો હારી બેઠો છું, પણ જો હું આ હાર લઇ રમવા જાઉ તો હમણાં મારૂં ગએલું રાજ અને તે સાત ઠગો પાશેનું તમામ જવેરાત જોત જોતામાં જીતીલાવું.

ચંદનકુમારી — ગાયન.

પડું છું વીખુટો પ્રીયા સંયોગથી તારા. એ રાગ.
હાર મારો ન આપું ઓ નાથરે મારા,
જો હાર મારો લેશો તો પછી દૂખ છે પ્યારા;
સ્વામી નળ સરીખા રાજવી એતો રાજરે હાર્યા,

સતી દમયંતી ને નળ રાજા દુખ બહુ પામ્યાઃ હાર•
સ્વામી તમ તણી મતી ક્યાં ગઇ કે જુગારથી હાર્યા
જો હાર મારો લઈ જશો તો તમે જશો માર્યા; હાર•

રાણીએ ઘણુંએ રૂદન કરવા છતાં રાજા હાર લઈ ફરી રમવા ગયો ને રાણી તથા હાર હારી જવાથી ઠગોની માગણી પ્રમાણે રાણી ચંદનકુમારીને તેમને સ્વાધીન કરવા રાજા રાણીને મોલ તેડવા જાય છે.

---

## અંક ૨ જો.

### પાત્ર.

શુરશેન............સુર્યકાન્તનો રાજા.
ચંદનકુમારી.........તેની રાણી.

કમળશા...........
ભુખણીઓ........
ખાપડશા.........
કોદાળશા.........
} દીલ્હીના ઠગો.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ રાણીનો મહેલ.

(ચંદનકુમારીને કોચપર સુતીલી જોઈ.]

**શુરશેન**—અરેરે આ *કોમળ રાણી એ દુષ્ટોને હા-

મ જશે હાય અફશોસ મારા ફુટેલ કરમ પર, વિલાપ ક-રી નીચે મુજબ ગાય છે.

## લલિત.

સયન શોભતી રાણી હાયરે,
ક્યમ જગાડું હું ત્રાહ્ય ત્રાહ્યરે;
વીલાપશે ઘણું રાણી સાંભળી,
ગજબ શો કર્યો રે! હરી! હરી!
કરૂર કાળશા સાથી સૌ ઠગો,
રમત જીતયાં એ કરી દગો;
ખચીત ખાલી હું રે! થયો રહી,
સરવ રીધિ તો માહરી ગઇ;
નવ રહ્યું કશું રાજપાટરે,
અરર શો બન્યો હાય ઘાટરે;
રઝળતી કરી રાંકડી રણે,
અબુજ હું રમ્યો જુગટુ ઘણે
પર ઘરે જવા પ્રેમી પ્રેમદા,
કયમ મુખે કહું હાય હું કદા;
મન વીમાસતો રાય દુખથી,
કરવું સું હવે સુજતું નથી.

અરે હાય હવે કયાં જઉં અને કેમ કરૂં? આ દુષ્ટ ઠગો તો મારી કેડ છોડતા નથી. રાણીને તેમને સ્વાધીન તે હવે મારાથી કેમ થશે? શીવ! શીવ! શીવ! (રાજા મુર્છાંગ-

ત થાય છે.)

ચંદનકુમારી—(ઉંઘમાંથી ઝબકી ઉઠી ) અરે ! પ્રાણ નાથ ! પ્રાણનાથ! આતે તમને શું થઇ ગયું ?

### ગાયન.

### રાગ સીતાજીના મહીનાનો.

મારા પ્રાણપતી પ્રાણ નાથ અરેરે આ શું થયું.
કેમ ભુલી ગયા સુધ સાન નુર તો ઉડી ગયું ?
કોણ દુખે થયા દલગીર ધીર કેમ હારીયા;
મુર્છાંગતરે મહારાજ અરેરે આ કેમ થયા.

શુરશેન— ઉપર મુજબ.

રાણી ચંદનકુમારી તું તો સાંભળ મારી વાતડી,
વાત કહેતાં પ્યારી આજ થાશે તારી ઘાતડી;
પ્યારી આપ્યો હતો જે તેં હાર ને તુંને હું હારીયો
ઠગે દગો દઇ ખરે આજ પ્યારી મને મારીયો.
હવે થા પ્યારી તૈયાર કે ઠગને સ્વાધીન કરૂં;
દુખ તારૂં જોયું નવ જાય તેથી હું બળી મરૂં.

ચંદનકુમારી—અરેરે હાય હાય આ શું ગજબ થયો? એમ કહી મુર્છાંગત થઇ ભોઈ ઉપર પડી અને અડધી કલાકે જ્યારે સુદ્ધી આવી ત્યારે ઘણીજ દીલગરીથી આંખમાં ચોધારે આંસુની ધારા સુધાંત બેઠી થઈ વીલાપ કરે છે.



## લલિત.

અરર હાયરે સ્વામી માહરા,
લઈજ હાર ક્યાં નાશી ચાલીયા;
અરર ક્યાં જઉં કોણને કહું,
સમજી મન સૌ દુઃખડાં સહું.
કરમરે કુડાં મેં હશે કર્યા,
જરૂર આવી તે આજ તો નડ્યાં;
પતી પતી પતી પ્રાણનાં પતી,
જુગટું ખેલવાની કરી મતી.

શુરશેન—પ્યારી હવે આટલું રૂદન શા વાસ્તે કરે છે? જે બનવાકાળ હતું તે બની ગયું તે કેમે કર્યું મીથ્યા થનાર નથી. માટે હવે નચીંત થઈ ચાલ ઠગને સ્વાધીન કરૂં. (બંને જાય છે.)



## પ્રવેશ ૨ જો.

### સ્થળ-જુગારખાનું.

કોદાળશા—(ઠગો માંહો માંહે વીચાર કરે છે) અલ્યાઓ! આ રાજા રાણીને લઈને હજી સુધી કેમ આવ્યો નહી! કાંઇ નાશી તો નહીં ગયો હોય?

ખપડશા—અલ્યા કમળીઆ, ભુખણીઆ ચાલો ચાલો આપણે તેને જોવા જઇએ. (બધા ઠગો એકઠા થઈને)

આલો ચાલો આમ માંહો માંહે વાતો કરે છે, એટલામાં રાજા શુરશેન તેની રાણીને તેડીને આવ્યો તેને આવતા જો ઇ જો એ પેલા રાજાને રાણી આવ્યા?

કમળશા—અલ્યા ભુખણીઆ માલ તો તોરો લાગે છે.

ભુખણીઓ—અરે! હા અલ્યા આપણે પીશોટવાની બહૂ મજે પડશે.

કમળશા—અલ્યા એ વાત જવા દે, કારણ આ આ પેલો રાજા રાણીને લઈ આવ્યો તે કાંઈક સાંભળશે તો ભોગ મળશે.

ઠગો—(રાજા રાણીને પાશે આવતા જોઈ) અલ્યા આ ઉલુ એમ આટલી બધી વાર લાગી.

શુરશેન—ભાઈઓ જતાં વાર તો લાગેજ તો.

ઠગો—શૂં જુવે છે હવે અમને આ તારૂં પુતળું સ્વાધીન કર, અને તું વનમાં ચાલ્યો જા.

રાજા શુરશેન રાણી ચંદનને મુકીને જતાં વીલાપ કરે છે.

## ગાયન.

પડું છું વીખુટો પ્રીયા સંયોગથી તારા, એ રાગ.

શુ૦—પ્રીયા તુજને તજતાં પ્રાણ જાય છે મારા,

ચં૦—ધીરજ ધર આવા દુખમાં ઓ મારા પ્યારા

શુ૦—તજી જાતાં તુજને પ્રીયા દીલ દૂખાય મારૂં;

આ ઠગોએ કર્મ ફોડયું મારૂં ને તારૂં.

ચં૦—ધીરજ ધર આવા દૂખમાં ઓ મારા પ્યારા,

જીવતાં હશુ તો મળશું પ્યારા કોઇ દીન સાથ

રૂદન ઝાઝું ન કરશો હું કહુ છું મારા નાથ,

શુ૦—પ્રીયા તુજને તજતાં પ્રાણ જાય છે મારા;

આમ બંને વીલાપ કરે છે ને ઠગો તેના વચમાં પડીને અરે! શુરશેન હવે તું કેમ વળગ્યો રહયો છે, તું તારે મર્ગે ચાલ્યો જા.

મારા પ્રાણ કરતાં વ્હાલી પ્રીયા તુને છોડીને હૂં જાઉ છું, ને આ ઠગોની સાથે સંપથી ચાલજે.

રાજાને જતો જોઇ રાણી મુચ્છીગત થાય છે.

---

## અંક ૩ જો.

### પાત્ર.

શુરશેન..............શૂર્યકાન્તનો રાજા.

ચંદનકુમારી...........તેની રાણી (જોગીના વેશમાં,

લક્ષ્મીચંદ........ } વીસલા નગરીના વેપારીઓ.

કપૂરચંદ......... }

ચંદ્રવતી નગરીનો......................રાજા.

ચંદ્રવતી નગરીનો......................પરધાન.

સુરીયકાંતી નગરીનો...................પરધાન.

સુરસેનનું .............................લશ્કર.

લપોડદાસ. } સુરીઆકાંતીનો માંડગસ.

મથુરદાસ. }

નાટકકારો ગામારા વીગરે, કેટલાક સીપાઈઓ.

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ અઘોર જંગલ.

રાજા શુરસેન વનમાં આથડતો આથડતો આવે છે ને વાઘ, વરૂ, વણીયર, ચીત્તા, અજગરો આદિ પ્રાણીઓના અઘોર શબ્દો થાય છે તે સાંભળી રાજા અફસોસીમાં વિલાપ કરે છે.

### ગાયન.

પડું છું વિખુટો પ્રિયા સંયોગથી તારા. એ રાગ.

આવ્યોછું આ જંગલમાં નથી કાંઇ સુજતુ,
ગમ કાંઇ પડતી નથી દુખ અતિ થતુ. આ૦
વાઘ વરૂને શિયાળીયા બોલે બહુ ઘણા.
ભયંકર શબ્દો થાય છે તેમાં નહી મણા. આ૦
સ્હાય કરજે આ સમે પ્રભૂ આશરો તારો,
બીક લાગે છે મને જીવ જાય છે મારો. આ૦

અરે હાય આ અઘોર વનમાં મારાથી હવે એક ડગલુ પણ આગળ વધાતું નથી ભલા ભગવાન! તમે ઠગોને સ્હાય થઇ મને જુગારમાં હરાવ્યો. મારી પ્યારી રઈયતથી પ્રિયા ચંદનકુમારી રાણીથી વિયોગ પડાવ્યો. અને મને આવા અઘોર વનમાં કાઢયો. ખેર જેમ તારી ઈચ્છા. અધધધ આ શી સીદ્ધિ અને ઉંચી ટેકરી મારાથી તેની ટોચે પહોંચાવાતું નથી અરે મારી પૂરી કમ્બખ્તી આવી. જુગારા જુગારા તારૂં નસંતાન જજો. મારૂં રાજ, મારી

પ્રીયા, મારી નગરી અને તેમાં વસનારા મારા આજ્ઞાંકારી લોક! આ બધું જ્યારે મને યાદ આવે છે ત્યારે મારાથી રડયા વગર રેહેવાતું નથી.

અરે ભગવાન મારા શા ભોગ લાગ્યા કે હું એ ઠગો સાથે જુગારૂં રમવા ગયો! અરે! હાય રાણી ચંદનકુમારી તારી શી ગતી થઇ હશે. નીરદોષ અબળા મેં સબળે જ્યારે તને હાથોહાથ એ દુષ્ટ જુગારીઓને સ્વાધીન કીધી ત્યારે તને વજેલી મુચ્છીનો ચીતાર હજુ પણ મારા પાપી ચીત્તમાંથી ખસ્યો નથી. અને તો પણ સંકટમાં સબુરી પકડવાને તેં જે મને વીદાય થતાં મધુર વચનો કહેલાં તે આવે વખતે હવે મને કોણ આવીને સંભળાવશે? પ્રીયા! ઓ પ્રીયા—-

## લલિત.

અરર ઓ પ્રીયા આપી ક્યાં મળું;  
વદન નીરખી હાય હું ઠરૂ;  
વગર વાંકથી હાય પરહરી,  
વીપત કાળમાં વેગળી કરી.  
ધીરજ ધારતાં જન ધરાયરે,  
વન વીશે પરૂં ત્રાહી ત્રાહીરે;  
ગગન આ ઘટા મેઘની ચડી,  
કડડ વીજળી રે પડી! પડી!  
કઠણ કાંકરા પાય ખુંચતાં,

હરણ વાઘ હાં ! સીંહ છે છતાં;
ડુંગર ને વડા પ્હાડ પેખીયે;
નદી ગુફા ઘણી દ્રષ્ટ દેખીયે.
નજર ના પડે રે નીહાળતાં;
ઝરણ પાણીના ભવ્ય ભાળતાં;
-હૃદય ફાટી તો જાય બીકથી,
કથન દુખડુ ક્યાં કહું કથી.

"સીંહગર્જના થાયછે." હાય બાપરે આવ્યો, નાસવા જાયછે અને પગ લથડવાથી ચીત્તાપાટ પડેછે. ઓ મારા બાપરે ! મરી ગયોરે ! આ મારો હાથ ભાગ્યો ! હાય ! હાય ! (ઉભો થવા જાય છે. મારાથી તો ઉઠી પણ શકાતું નથી. અહીં હવે મારૂં કોણ બેલી. માણસનું તો ઠીકજ પણ પ્રાણીની જાત સરખી પણ નજર આવતી નથી. આ શો એકાએક ફેરફાર ! આકાશ ઘેરાયું છે તો હવે આ અંધાકારમાં તે મારે ક્યાં જવું ! વીજળી પણ થઇ રહી છે. કડાકા પણ એક પછી એક થએ જાય છે ! અને આ મોટા વંટોળીઆ સાથ વરસાદે પણ ઝાપટવા માંડયું ! ઓ છામાં પુરૂ વળી પેલા વાટપાડુઓથી હું લુટાયો અને મોટી આજીજીથી જીવતો તો છુટયો પણ વસ્ત્ર સરખી જાત મારી પાશે રહી નથી. આમ ચોતરફથી મારાં નસીબ ફરી વળ્યાં છે અને હવે મારે ઉગારવાનો આરો નથી. વરસાદે તો મુસલધાર વરસવા માંડયુ છે ને આ નદી કોતર નાળાં અને ગુફામાં ઉંચે ડુંગરીઓ ઉપરથી પડતાં પાણી-

ના ઘોષ મારે કાને આવે છે. અધધ શું વરસાદનું જોર છે. હવે ઉઠયા વગર આરો નથી. નહીં તો આહીંના અહીં રામ રમી જશે. અરે પણ એવાં કયાંથી ભાગ્ય કે મોત આવે! આગળ ચાલતાં નદી બે પુર જોસમાં ઘુંઘવાટા કરતી સંભળાઈ અને રાજાએ તેમાં આંધળીઆં કરી પડતું મુકયું, તે સુરશેન ગળકાં ખાતો ને તણાતો ચાલ્યો,

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ એક ગામડાની ધરમશાળા.

ભુખણીયો—અલ્યા કમળીઆ આતો ઉલટી બલાકોટે વળગી. આપણે આં એની કેડે ફરતા ફરશું! રાંડ ડગલું તો ભરતી નથી ને ઉંહાળા નીહાળા નાખ્યા કરે છે. જોને આ લોથ થઈને પડી છે તે!

કોદાળશા—અલ્યા એને પડી રહેવા દો એક ખુણે કયાંઇ કોઇ આવીને ઉપાડી જશે.

ખપડશા—એ તે શું આપણું દળદર મારવાનું હતું, વળી રૂડી સ્ત્રી આપણી જોડે જોઈએ નહી. કોઈક સરકારી માણસ એને ભાળે તો આપણુ નાનડીયા છીએ એમ જાણી આપણુ બધાને પંકડી જાય માટે ચાલો એને મુકી આપણુ છાનામાના નાસી જઈએ.

ઠગો—બધા એક સાથે રાણીને સુતી મુકી નાશી જાય છે.

ચંદનકુમારી—અરે! હાય આ દુષ્ટોએ મને અહીંજ રઝળતી મુકી, હવે આહીં મારુ કોણ બેલી! સ્ત્રિ જાત હું એકલી મારી ભરજુવાની, અને વળી ઓછામાં પુરૂં પરમેશ્વરે રૂપ આપ્યું; નહીતો એટલી કાંઇ પચાત નહોતી, કદીને દીવસ ઉગતાં સત્તાવાળાઓ મને કોઈ ટોકશે તો હું અબળાનું આહીં શૂ જોર. લંપટ રાજકુંવર કે રાજના કોઇ કુછંદી માણુસને નજર થઈશ તો પતીવ્રત સાચવવું ભારી થઈ પડશે, હવે નાશી જાઉ તો સારૂ, પણ નાશે ક્યાં આરો છે, કદી કોઈ રસ્તામાં મળ્યું ને તેની દાનત બદદાનત થઇ તો વળી એક કરતાં બે થશે, વધારે બેહેતર એ છે કે ધર્મશાળાના કુવામાં પડતું મુકું. (કુવા આગળ જઇ જુવે છે.) અરે! પણ આતો ઢાંકણુથી ઢાંકેલ છે, પાછી ફરે છે, અરે હા મને યાદ આવ્યું; આ જોગી તેની ઝોળી અને કફની ખીટીએ રાખી ઊંઘે છે, તો અચ્છો લાગ છે. કફની પેરી ઝોળી ધારણ કરી રાણી (જોગીના વેશમાં રસ્તે પડે છે.)

---

## પ્રવેશ ૩ જો.

(સ્થળ વીમળા નગરીનો બજાર ચોક.)

**લક્ષ્મીચંદ—ભાઈ કપુરચંદ પેલા આજે બાવાઓ**

પાણીમાં ડુબેલા માણસને નદીમાંથી તાણુતાં કાઢી લાવ્યા હતા તો તે શુર્યકાંત નગરીનો રાજા પેલો જુગાર ખેલતાં રાજપાટ હારી વનવાસ નીકળી પડેલો સુરસંગ નીકળ્યો.

કપુરચંદ—હે શું એ બીચારાની આવી અધમ દશા થઇ છે? શીવ ! શીવ ! શીવ ! ભલા ભગવાન તું ન કરે તે થોડું.

લક્ષ્મીચંદ—કહેછે ને કે સુર્યકાંન્તથી તેના માણુશો રાજા જીવતો નીકળવાની તેમને ખબર મળવાથી અહીં તેડવા આવ્યા છે જો છડી અસ્વારીએ નીકળ્યા તેજ એ હશે?

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—માર્ગ.

ચંદનકુમારી—(જોગીના વેશમાં એકલી.) આહા! સી પરમેશ્વરની લીલા છે, ચડતી પડતી અને તડકા છાંયા આમ વારા ફેરી ચાલ્યુજ આવેછે; નહીંતો વળી હું આ માર્ગમાં હોઉંજ શાની? હરી ઇચ્છા. ભાવીભાવ આગળ કોઈનું કર્યુંજ ચાલતું નથી, નહી તો વળી જુગારૂં ખેલવાની ઉંધી મત રાજાની થાયજ શીદ! વનમાં રાજાની શી દશા થઇ હશે? ભૂખે તરશે કે વાઘ વરૂના પંજામાં તેઓ સપડાયા તો નહી હોય? રાતનાં મને સમણાં આવ્યાં કરે

છે. પણ હાય હવે હું ક્યાં મળું રે પ્રાણનાથ!

### લલિત.

અરર હાયરે હાય ઓ પતી,
દુખ દકાળમાં શી થઇ ગતી;
મળવું ક્યાં હવે થાય આપણું,
તમ વીયોગથી દુખી છું ઘણું.
દહન દેહડી થાય માહરી,
પતી પતી પતી હું જઉ મરી;
જુગટું ખેલતાં ખોયું રાજરે,
બુરી દશા થઇ રે હરે હરે.
વણ પતી તમો જીવ જાયછે,
ચંદન ચીતડે લ્હાય વાયછે;
ભગવતી કરે ભેઠ આપણી,
વિપત વેઠતાં રે થઈ ઘણી.

વીમળાપુરીથી નીકળી સ્વારી સાથે રાજા સુરસેન સુર્ય કાંતિ નગરીમાં આવ્યો.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ ચંદ્રકાંતિ નગરી.

એક દીવસ રાજા તથા પ્રધાન શીકાર રમવાને કોઇ એ

ક જંગલમાં ગયા, અને ફરતા ફરતા જે ચંદનકુમારી જો ગણના વેશમાં છે તે રાજાની સરતે પડી, એટલે રાજા પ્રધાનને કહે છે; અરે!! પેલી કોઈ એક જોગણ રખડે છે, પણ તે કાંઈ જોગણ નથી, પણ તેને ચાલો જઈને પુછીએ. પછી બંન્ને જણ જોગણની પાસે જઈને પુછવાલાગ્યા, અરે તું કોણ છે અને આવા જંગલમાં કેમ રખડે છે. અરે તું કાંઇ ભુત પ્રેત તો નથી!! ત્યારે જોગણ કહે છે તમારે પુછવાની શી જરૂર છે તમે તમારી રસ્તે ચાલ્યા જાઓ. એમ કહી જોગણ આગળ ચાલવા જાય છે એટલામાં રાજા પ્રધાનને કહે છે. અરે મારા શાણા પ્રધાન એ જોગણને જલદીથી પકડ. એટલે પ્રધાને એકદમ જોગણને પકડી પોતાના ગામ તરફ લઇ જવા માંડી. એટલે જોગણ બહુ વિલાપ કરે છે.

## લલિત છંદ.

અરરે ઓ પ્રભુ જાવું કયાંયરે;
દૂ:ખ વધ્યું ઘણું હાય હાયરે.
અરર ઓ પ્રભુ પાપ મેં કરયાં,
પ્રીય પતી મુને છોડી કયાં ગયા.
પરમ પ્યારથી લાડતી હતી;
ન્યુન કશા તણી મુંજરે નથી.
તેમ છતાં પતી છોડી કયાં ગયા;

અરરર માહરી શું આવી ન દયા.
અરરર હો પ્રભૂ તજુ છું દેહરે;
દુઃખ વધ્યું ઘણું રડયા મેહરે.
અરરર ઓ પ્રભુ દીન હાથરે;
પ્રણમું હું તને વીશ્વ નાથરે.

આ રીતનું રૂદન કરતાં કરતાં ચાલી જાય છે તે રૂદન રાજાએ સાંભળ્યું. રાજા કહે છે અરે સ્ત્રી આટલું બધું દુઃખ તુ શા વાસ્તે કરે છે. હવે તારો સ્વામી કયાંથી મળશે હવે નચીંતવી થઇને ચાલ. એમ કરતાં કરતાં નગરી નજીક આવી ત્યાં જોગણ કહે છે. હે રાજા મને બહાર એક રેહેવાનું મકાન આપો. રાજા કહે કે બહુ સારૂ. પછી રેહેવા સારૂ રાજાએ એક મોહોલ આપ્યો. તેમાં ચંદનકુમારી ઘણો શોક કરે છે. ને આંખમાં ચોધારે આંસુ સહીત રૂદન કરે છે.

(ઓધવજી સદેશો કેહેજો શામને એ રાગ.)

જીવું છું પ્રભૂ કોનારે અવાસમાં;
બેઠી છું થઇને હુંતો ઉદાશ જો. જીવું છું૦
પ્રીય સ્વામીરે મુજને છોડી કયાં ગયા;
પ્રીય અબળાને કેમ કીધી નીરાશજો. જીવું છું૦
દાસી તરફ સ્વામી તમે વેગે આવો અહીં.
આખરે થાશે મુજ દેહનો નાશ જો. જીવું છું૦
દીન પર તો દીન ઘણેરા જાય છે;

મળવા લાગી તનમાં ઘણેરી આશજો. જીવું છું૦

## લલિત છંદ.

અરર ઓ પ્રભૂ શું હવે થશે;
દીન વીયોગમાં શી રીતે જશે.
આ અવાસમાં દુઃખ તો ખમુ;
અરર ઓ પતી વીર્હથી દમું.
પ્યારી દાશીની વારે ધાવરે;
સુખ કયાં ગયું હાય હાયરે.
તુમ વિના પતિ હું ઝુરીને મરૂ;
અરર ઓ પ્રભૂ શું હવે કરૂં.

આવી તરેહથી ચંદનકુમારી રૂદન કરે છે. તેવામાં રાજા સુરસેનના બે માણસો તેના મોહલ નીચેથી જતા હતા તેવામાં તેમણે સાંભળ્યુ. ને અંદર અંદર કહે છે કે અલ્યા આતો આપણા રાજાની રાણી નહી. પેલો કહે છે કે હા ભાઇ મને પણ એવું લાગે છે. એમ કહી એકદમ સુર્યકાંતી નગરીમાં આવીને રાજા સુરસેનને અરજ કરે છે. માહારાજ શેવકની થોડી વીનતી સાંભળો. રાજા કહે છે શું છે. લપોડદાસ કહે છે ચંદ્રાવતી નગરીમાં હું ને મથુરદાસ બંને જણ તેના મેહેલ નીચે થઇને જતા હતા. તેવામાં અમે ચંદનકુમારીનો સ્વર સાંભળો ને અમને પણ એવી ખાતરી થાય છે કે નકી તેજ હશે. રાજા એકદમ મૂરછા

મામ્યો. પછી કેટલીક વારે તેને ભાન આવ્યું ત્યારે તે બો લ્યો અને તેના પ્રધાનને કહયું કે અરે પ્રધાન તું શું જોઈ રહયો છું. એકદમ લશકર તઈયાર કરો. વજ્રસેન કહેછે આગ્ના માહારાજ એમ કહીને લશકર લેઇને ચંદ્રાવતી નગરીએ ગયા. નગરીનાં બાહાર પડાવ નાંખો ને કાસદને રાજા રાજસીંહની પાસે મોકલ્યો.

કાસદ રાજાને કહે છે તમારે ત્યાં ચંદનકુમારી છે તે અમારા રાજાની સ્ત્રી છે. તે સ્ત્રી અમારા સ્વાધીન કરો નહીંતો યુધ આપો એટલે રાજા રાજસીંહ કહેછે તારા રાજાને અમે ઓળખતા નથી. ચાલ ચાલ બહાર જા અરે શીપાઈ તેને મારીને બહાર કાઢો. ત્યારે સીપાઇઓ કાસદ ધકા મારીને બાર કાઢે છે. એટલે કાસદ સુરસેનરાજા પાસે આવીને કહે છે જે માહારાજ મનેતો મારીને બહાર કાઢયા ને મારી દાદ કાંઇ સાંભળી નહીં એટલે રાજા બહુ ગુસે થઇને તેની નગરી ઘેરી લીધી. એકદમ કેદ કરી લીધો. ને ચંદન કુમારીની પાસે જઈને કહેછે જે ઓ મારી પ્રાણ પ્રીયા આપણા બંને જણને બહુ વીજોગ પડયો. પરમેશ્વરે સારૂ કર્યું કે આપણે બંને જણ ભેગા થયાં. ત્યાં લસ્કર તથા ચંદનકુમારી વીગેરે ને લઇને સુર્યકાંન્તી નગરીમાં આવ્યાં. એક બીજા પોતાના દુઃખની વાતો કરેછે. પછી ચંદનકુમારી કહેછે કે હે સ્વામીનાથ આપણને ઘણા દીવસનો વીજોગ ટળ્યો. તો આપણે આટલું બધું દુઃખ આ રાજાને ન દેવું

જોઇએ. સુરસેન કહેછે. ઓ મારી પ્રાણપ્રીય આતું શું બો-
લી. એ દુષ્ટ તને બહુ દુઃખ દીધું છે. માટે તેને કેમ છો-
ડાય. ચંદનકુમારી કહેછે મહારાજ તેનો ગુનો ક્ષમા કરવો
જોઈએ. ને તેને છોડી મુકવો જોઈએ. ત્યારે સુરસેન કહેછે
હે પ્રીય આટલું બધું તારા રહેવા ઉપરથી તેને છોડી મુકુછું
એમ કહીને રાજસીંહ રાજાને પાસે બોલાવી કહ્યું કે જા
આટલો ગુનો હું તારો માફ કરૂંછું પણ હવેથી તું આવુ
કામ કોઈ દીવસ ન કરાશ. એમ કહીને રાજસીંહને છોડી
મુકયો. ને ચંદનકુમારીએ કહેછે હે મારી બેન આટલો બધો
તારો ગુણ કયારે વાળીશ. તે મને જીવતદાન આપ્યું. ચંદન
કુમારી કહેછે એમાં મેં શું કામ કર્યું. પછીથી તે રાજાને
લશ્કર સહીત તેની નગરીએ વીદાય કર્યો. ત્યાં રાજપાટ ચ-
લાવે છે—

વિમળાપુરીથી નીકળેલ છડી સ્વારી સાથ શુરશેન મારગમાં
આવતાં રાણી ચંદનકુમારીને મળે છે ને પરસ્પરની ઓ
ળખ પડતાં બધા માણસોમાં આનંદ આનંદ
વર્તી રહેછે ને સૌ સૂર્યકાંત નગરમાં
આવી સુખ ચેનથી રાજ ચલા-
વે છે. અસ્તુ

———o———

# બે બઇરીના એક ધણીનો ફારસ.

ગબડશા— નવ વાગ્યાને સુમારે બજારમાંથી આવી ઘરના બારણામાં પેસે છે.

જુની— જુઓ તમારી સગલીએ હજુ તો ચુલો પણ સળગાવ્યો નથી ને ગુમાસ્તો શાક તો ક્યારનોએ આપી ગયો છે.

નવી—સવારમાં ઉઠીને ચાર બેડાં પાણી ભરી આવી ને શેઠાંણી તો પગ ઉપર પગ ચડાવીને બેઠાં છે ત્યારે હું કાંઈ લુડાપણું કરવા આવીછું.

ગબડશા—જુનીને તાડી માની રાંડ તારોજ વાંકછે કે હજુ સુધી શાક પણ નથી સમાર્યું ને ચુલો પણ નથી સળગાવ્યો આટલી બધી શા ઉપડ ફાટી ગઇ છે.

જુની—આપડે તો કાંઇ પણ કરતાં નથી તમે ને તમારી આ ચંદાકુવર બે ગમે તેમ કરો હવે માહરે શું લેવા દેવાછે.

ગબડશા—કેમ તું ઘરનું કામ નહી કરે, અલબત અડધો અડધ કરવું પડશે.

જુની—અડધું કામ દેવુ હોય તો બધું અડધું વેહેચો.

ગબડશા—તું સી ચીજ વીના રહીં.

જુની—વાંકને હાર, ને કસબી સાડી પેહેરાવીને તો આ સાહેબને બનાવોછો, ને મને તો ચાર રૂપીઆનું

મગીયુજ મળે છે.

ગબડશા—કમજાત જરા વીચારીને બોલ લુચી રાંડ કોની બાસાહેબ કહેછે.

જુની—લુચી તો તારી હોય તેને કમજાત તો નગાં દી જણાય છે જા લોકોને બાહાર જઈને પૂછતો ખરો કે તારી સગલીએ કેવું નામ કહાડયુ છે.

નવી—જુનીને છીનાળ હું તને ક્યારે બોલાવું છું તે વચમાં મારૂં નામ દે છે તું મારૂં તો સંભાળ પહેલાં તેં શું કર્યું છે તે અજાણ્યું નથી છાનીમાની બેશી રહે નહીં તો હમણાં ઉઘાડું કરી આપીશ.

જુની—જોને આ રાંડ અને રંડવો બે મારી પાછ-ળજ ખાઈ પીને મચ્યાંછે ને રાંડ બોલે છે ને ભડવો ઉભો ઉભો સાંભળે છે બળ્યાં તારાં વરસ રંડવો સરજ્યો હોય તોય સારૂં કે રાંધી ખાત.

ગબડશા—અલી નવી ઉઠ મનેતો ભુખ લાગી છે હું ખાઇને જઉં એટલે પછી લડી મરજો પણ હમણાં રોટ-લી ને શાક તો કરી આપ અલી નવી તુંજ ઉઠને રાંડ મ-ને તો ભુખ લાગી છે.

નવી—આપેલા દાબડામાં લાકણુસાઈ ને ખાખરા છે તે લઈને ખાઓ થોડા દહાડા ઉપર તો સગલીનું ઉપરાણું લઈને મારવા આવ્યાતા તે શાક રોટલી નહીં કરી આપે.

ગબડશા—ઉઠને રાંડ તુંએ વળી ખાસડાનું ગ્રહાક

છે ને મારાં ક્યાં ભોગ લાગ્યાં કે મેં બે રાંડો કરી મુઓ વસ્તાર નહી વધેતો. શું છોકરો મસાણમાં ગાયો દોહોવરાવશે.

નવી—કોણ તેડવા આવ્યું હતું કે મને પરણોને પરણો ગરજ હતી તો આવ્યા હતા. મારા બાપે પચાસ વરસનો વર જોયો તે કાંઇ લુંડાપણું કરવા નથી જોયો અત્યારમાં બબે મણના ચાર બેડાં તો પાણી લાવી હવે તો રાંધવાની આય નથી.

જુની—અત્યારે તો હું રાંધી આપુછું પણ હવે બધું બરાબર નહીં રાખોતો પછી જોઈ લેજો એને તો બધું પાંશરૂછે કે જ્યાં ત્યાં રખડવું પણ મારાતો ભોગ છે.

નવી—તું નથી રખડતી તેતો મારૂં કાંઈ અજાણ્યું છે? તું સતી છે તે બધા જાણે છે હમણે છાનીમાની કામ કર પછી બધું બતાવીશ.

ગબડશા—જોજો હું સાફ કહૂછું કે હમણાં હું ઘર માંછું ત્યાં સુધી તમે બેમાંથા એકે હવે બોલી તો બેની પુજા પાત્રી કરીશ વળી જો આ બુધુ લઈને બેસુછું

બધા ચુપો ચુપ.

જુઓ બે બૈરીની મઝા.

——o——

## સર્વે એકઠા મળી ગાયન ગાય છે.

### ગાયન.

પુર્ણ થયો છે ખેલ સજ્જનો૦ એ રાગ.

કોઈ ન રમશો જુગાર સજ્જનો૦ ટેક.
જુગાર રમવાથી નકી માનો થાશે આપ ખુવાર; સ૦
પાન્ડુ તણા પુત્રો રમી પાંડવ ગયા વન મોઝાર; સ૦
રાજા નળ રાણી દમયંતી પામ્યાં દુખ અંબાર; સ૦
સુરસેન રાજા જુગાર રમિયો પડયા દુખ અપાર; સ૦
કષ્ટ ચંદનકુમારીએ વેઠયું રહી વિના આધાર; સ૦
નાટક કર્તા શીશ નમાવી પ્રણમે વારંવાર. સ૦



# જાહેર ખબર.

સર્વે લોકોને ખબર આપવામાં આવે છે જે આ ચોપડી અમદાવાદમાં શા. મોહનલાલ જેઠાભાઇને ત્યાંથી રોકડી કીમતે મળશે. નાટપેડ કાગળ લેવામાં આવશે નહી મુ. અમદાવાદ ઠે. લવારની પોલના.

વીરમગામમાં ઝવેરી. શોભાગ્યચંદ નથુભાઇ પાસે થી રોકડી કીમતે મળશે.

બારેજામાં શા. કચરા ગગલ પાસેથી રોકડી કીમતે મળશે.

કોઠમાં શા. તલકશી રઘુભાઇ પાસેથી મળશે.